હમેશા ફરક દીખલાતા હય ઈસલામ હકો બાતીલમેં
કદમ રખતા નહિ હરગીજ જો ગુમરાહીકી મંઝીલમેં.



# ઇસલામના
# બે બોલ

લખનાર તેમજ પ્રગટ કરનાર:


મુનશી ફતેહખાન અહેમદખાન "દીલકશ."

એડીટર-ઇસલામ.




"હક્ક હય મુનસીફ જો ખિલા શુબા કરેગા ઇનસાફ
વહાં કીસિકી ન સિફારશ ન શફાઅત હોગી."



# ૭૮૬.

# વહોરા કોમ અને સુન્નત જમાતના બિરાદરો.

"અય ખુદા દે હકશનાશીકી તું બીનાઇ હમે
તાકે દેવે હકો બાતીલ સાફ દીખાઇ હમે."

---

ઇસલામ—એનો અર્થ સલાહ, સંપ, ઇખ્લાસ, વિવેક, એવો થાય છે. ઇસલામના બધા માનનારાઓની ખાસ ફરજ છે કે તેઓ હમેશાં પોતપોતામાં સલાહ, સંપ રહે એવા દરેક કામ કરવાની ખાહેશ રાખે, ઇસલામના આગેવાન ગણાતા ઓલમા, લીડર, અને મજહબી પેશવાઓની એજ ફરજ છે કે ઇસ્લામી બિરાદરોમાં હર હમેશ ઐક્યતા વધે એવા પગલાંઓ ભરવામાં પોતાની આબરૂ અને લાયકાત સમજવી.

ઇસલામ—એ ફીરકામાં વહેંચાએલું છે. અને તે **શીયા—સુન્ની**ના નામથી મશહુર છે. પણ બન્ને ફીરકાવાળાઓ **ઈસ્લામી** એવા સરનેમથી ઓળખાય છે. અને ખરૂં જોતાં **ઇસ્લામી** એજ ખરૂં નામ છે. ઇસલામના પાયાને કાયમ કરનાર દુનિયાના આખરી પેગમ્બર હઝરત રસુલે કરીમ (સ) ના મઝહબને માનનાર તથા તેઓના કલમાને પડનાર એજ ઇસ્લામી ગણાય છે. તો શીયા અને સુન્ની બન્ને ફીરકાવાળા હઝરત રસુલે ખુદા (સ) નો કલમો પડે છે અને એકજ કુરાનને માને છે. અને તેઓને ખરાં દીલ ઇમાનથી **આખરૂઝઝમાં** દુનિયાના આખરી પેગમ્બર અને ઇસલામના સ્થાપક રહેબર તરીકે માને છે. તો શીયા—સુન્ની ઇસ્લામી છે એ તો સાબીતજ છે.

સુન્ની અને શીયા ફીરકાઓમાં હર વખતે અનેક ઝગડાઓ ઉત્પન્ન થાય છે. અને તેના એક નહિ પણ અનેક દાખલાઓ આપણે સાંભળ્યા છે, વાંચ્યા છે અને જોયા છે. આ ઝગડાઓ ફક્ત મઝહબી તઆસ્સુબના લીધેજ થવા પામે છે. પણ જો તે ઉપર આપણે યોગ્ય અને ઇનસાફની રીતે વિચાર કરીએ તો ઝગડા ઉત્પન્ન કરનારી જે બાબત

હોય છે તે નજીવી અને દમ વગરની જણાય છે જેના લીધે એવા ઝગડાઓ થઇ પડે છે કે જેમાં માણુસોના જાન વટીક જોખમમાં આવી પડે છે. તો તેવા ઝગડાથી દુર રહેવા હઝરતના એક નહિ પણ અનેક ફરમાનો (હદીસો) મઓજુદ છે. ઇસ્લામનો ખાસ તરિકો છે કે ઝગડાથી દુર રહેવું. **જો કોઇ તમારાથી બુરાઇ કરે તો તમો બુરાઇ નહિ કરતાં ભલાઇ કરો.** ભલાઇ કરવાથી બુરાઇ કરનાર શરમીંદો થઇ તમારા તરફ ઝુકી જશે. એજ રીત ઇસ્લામ આપણને શીખવે છે. જે વસ્તુ પાક હોય તેને નાપાક સાથે સંબંધજ નથી માટે ઇસલામ હમેશાં પાક છે અને તેમાં નાપાક બીજ રોપી ઝગડાઓ ફેલાવી ઇસલામને ધબ્બો લગાડવો તે એક શાણા અને દાનશમંદનું કામ નથી. કુરાનશરીફ ફરમાવે છે કે "બીજાની બુરાઇ તરફ નહિ જોતાં પોતે ભલાઇ કરવામાં ખરૂં તત્વ સમાએલું છે." વળી તેમાં એક ઠેકાણે લખેલું છે કે "જે બીજાને બુરો કહે છે તે પોતે બુરો છે."

ઇસ્લામીઓ-જેઓ શીયા અને સુન્ની બન્ને એકજ નામથી ઓળખાય છે તેઓમાં ઝગડો ઉત્પન્ન નહિ થાય તેમજ તેઓના દીલને સદમો નહિ પહોંચે અને તેઓ હમેશાં સલાહસંપમાં રહે એવું જોઇને આપણા ઉપર રાજ્ય કરતી નામદાર સરકાર પણ ઇચ્છે છે. હાલમાંજ એટલે તા૦-૪-૧-૧૯ ના રોજ નામદાર સરકારે એક ઠરાવ બહાર પાડયો છે કે "ઇસ્લામીઓનું દીલ દુઃખાય એવું કોઇએ લખવું અથવા છપાવવું નહિ." આ ઉપરથી સાફ જણાય છે કે અમારી નામદાર બ્રિટીશ સરકાર પણ ઇસ્લામના મહાન તત્વ સલાહ અને સંપને ચહાનાર છે.

હેડીંગવાલી બાબત ઉપર અમારા વાંચકો તથા ખાસ કરી સુન્નત જમાતના ઇસ્લામી બિરાદરોને **ઇસલામ**ના ખાસ ફરમાન મુજબ સાચી બીનાથી વાકેફ કરવાની અમારી ફરજ અદા કરીએ છીએ. અગર સાચી વાત જાહેર નહિ કરીએ અથવા ચુપચુપ બેસી રહીએ તો અમોએ ઇસલામના છાયા નીચે જે કલમ રૂપી તલવાર હાથમાં લીધી છે તેને યોગ્ય અને ઇનસાફને રસ્તે નહિ ચલાવતાં ફરઝ બજાવવામાં કુડેલીયત દેખાડી ગણાય. વળી **નરમ નીવાળાએ બોલતા બંધ**

કરી દીધા એવા બહોતાનોમાં આવી પડીએ ! જેના લીધે અમોએ જે કાંઇ જોયું છે, સાંભળ્યું છે અને વાંચ્યું છે તે સર્વ બાબત ઉપર અજવાળું પાડવા ખાતર અમો અમારી ફરજ અદા કરીએ છીએ.

"ઝો-નુરૂલ્લ-હકુલ્લ-મુબીન-" નામની એક ચોપડી વહોરા કોમના નામદાર મુલ્લાંજી સાહેબ તરફથી અરબી ભાષામાં છાપવામાં આવી છે. જે ચોપડીને છપાવવાને આસરે બે-ત્રણ વરસ થયાં છે. તે ચોપડી સંબંધી પહેલી ચરચા મુંબઇની પોલીશ કોરટમાં મુલ્લાં રહેમતઅલી નામના એક વહોરા ગૃહસ્થ સામે, વહોરા કોમમાં ફીસાદ જગાડવા તથા ના. મુલ્લાંજી સાહેબને હલકા શબ્દો લખી તેઓની હલકાઇ કરવા બાબતનાં ચોપાનીયાં છાપી કોમમાં વહેંચવા બાબત જે કેસ માંડવામાં આવ્યો હતો, તે કેસ દરમ્યાન-મુલ્લાં રહેમતઅલીએ પોતાના બચાવ તરિકે સદરહુ ચોપડી રજુ કીધી હતી; એવા હેતુથી કે નામદાર મુલ્લાંજી સાહેબે પણ આવી ચોપડી વાંધાભરેલી લખી પ્રગટ કીધી છે. ત્યારથી સદરહુ ચોપડી બાબત કેટલીક ચરચાએ રૂપ લીધું છે. ત્યાર પહેલાં કોઇ ઠેકાણે અથવા પેપરમાં સદરહુ ચોપડી સંબંધી ચરચા વટીક આપણા સાંભળવામાં અગર વાંચવામાં આવી નહોતી.

અગર એક જવાંમર્દ હમદર્દ ઇનસાં
કરે કૌમ પર દિલસે જાં અપની કુરબાં
તો ખુદ કૌમ ઉસપર લગાએ યેહ બહોતાં
કે હય ઉસકી કોઇ ગરઝ ઇસમે પીન્હાં

વગરના પડી કીયા કીસીકો કીસકી,
યેહ ચાહે સરાસર હય ખુદ મતલબીકી.

નીકાલે ગર ઉનકી ભલાઇકી સુરત
તો ડાલે જહાં તક બને ઇસમે ખંડત
સુને કામીયાબીમેં જબ ઉસકી શોહરત
તો દીલસે તરાશે કોઇ તાઝા તોહમત

મું અપના હો ગો દીનો દુનિયામે કાલા
નહો એક ભાઇકા પર બોલબાલા

અગર મર્જીએ ખલ્કકહે એક ભાઇ
નહિ ઝાહેરા જીસ્મે કોઇ બુરાઇ
ભલા જીસ્કો કહેતી હય સારી ખુદાઇ
હરેક દીલમે અઝમત હય જીસ્કી સમાઇ
તો પડતી હયે ઉસપર નીગાહેં ગઝબકી
ખટકટા હય કાંટાસા આંખુમે સબકી.

ત્યાર પછી સુરત ખાતે ભરાએલી ઓ. ઇ. મો. એ. કોન્ફરન્સના મેળાવડાઓ ભરાવવાના હતા તે પ્રસંગે એટલે તા૦ ૨૩–૧૨–૧૮ના દિવસે અમદાવાદ ખાતે પ્રગટ થતાં ઇસલામી અઠવાડીક પેપર "**પોલીટીકલ ભોમીયા**" પેપરના માલીકે પોતાના પેપરનો એક સ્પેશીઅલ અંક પ્રગટ કરી સુરતખાતે વહેંચાવ્યો હતો જેમાં વહોરા કોમના નામદાર મુલ્લાંજી સાહેબના વિરૂદ્ધનાજ બધા મુદ્દાઓ લખવા ઉપરાંત સદરહુ ઉપર લખેલી ચોપડી ઝો–નુરૂલ્લ–હકુલ્લ–મુબીન વીશેની હકીકત પણ લખવામાં આવી હતી. સદરહુ પોલીટીકલ ભોમીયાનો ખાસ અંક એટલા માટે પ્રગટ કરવામાં આવ્યો હતો કે, ઓ. ઇ. મો. એ. કોન્ફરન્સના કારભારીઓ નામદાર મુલ્લાંજી સાહેબના મહેમાન તરીકે સુરત ખાતે પધારેલા હતા, તેઓની જાણમાં લાવવા આ અંક વહેંચવામાં આવ્યો હતો. અને તેમાં ખુલ્લી રીતે લખવામાં આવ્યું હતું કે મુલ્લાંજી સાહેબને કોન્ફરંન્સના નામદાર પ્રેસી. અને સેક્રેટરી સાહેબો તેમજ બીજા કારભારીઓ મુલ્લાંજી સાહેબને પોતા તરફથી પ્રગટ થએલી બુક સંબંધી અને પોતાની કોમમાં પડેલા ઝગડા માટે કાંઇ પણ કહેશે. કોન્ફરન્સ પોતાનું કાર્ય સાધી હસી ખુશી સાથે પરિપુર્ણ થઇ ગઇ અને ના. મુલ્લાંજી સા. એ પ્રગટ કરેલી ચોપડી વીશે એક હરફ વટીકની પણ ચરચા તે જલસાઓમાં સાંભળવામાં આવી નહિ.

ત્યાર બાદ અમદાવાદમાં તા૦ ૨૭–૧–૧૯ ના રોજ સાંજરે સાત વાગે "મોલાના ઇસાખાંન જહાંગીરખાન નશતર" ના નામથી એક હેંડબીલ અમદાવાદના ઇસ્લામીઓમાં વહેંચવામાં આવ્યું, જે નીચે પ્રમાણે હતું:—

# હેંડબીલ.

## દાઉદી બહોરોંકે મુલ્લાં સેફુદ્દીન તાહેરસે મુનાઝેરેકી ખ્વાહીસ.

ઇન મુલ્લાંને એક કીતાબ લીખી હે જીસકા નામ હે (ઝોઓ નુરીલ હકફીલ મુબીન) ઇશ કીતાબમે અપને સીવા તમામ ઇસલામી ફીરકુકો બુરીતરાહ ગાલીઆં દીં હે. ખાસ કર સુન્નીયુંકો એક જગા લીખા હે હજરત અલીકો જીનલોગોને અવલ વાલી નહિ માના વોહ ગુમરાહીકે જંગલમે ભટક રહે હે. દુસરી જગે લીખા હે કે કલમે કે માનનેવાલે શુત્રીભી હે. યે કલમા ઇનકે મુહુપર મારદીઆ જાયગા. એક જગા લીખા હે. જાફર નહેરવાની (શીરાઝી) ઇબલીસ હે. દુસરી જગે ઇનાહી જાફરે નહેરવાની શીરાજી કો ખન્નાસ શેતાન ઇબલીસ લીખા હે યે જાફરે શીરાઝી પચાસ લાખ સુન્ની બહોરૂ કે મુકતાદ ઓર પેશવા હોને કે અલાવા તમામ સુન્ની મુસલમાનોકી નીગાહમે સાહેબે કરામત વલી હે અગર સબ ઇકતીબા સાથ કીતાબસે મનકર લીખે જાએં તો દેખનેવાલા હવાસસે ગુજર જાય. **ઇસલીએ તા૦ ૨૬ જાનેવારી સન ૧૯૧૯ ઇતવારકે દીન દો બજે યે સબ લોગ એકઠા હુવે** કીતાબકી ઇબારત ઓર તરજુમા સુનકર સબકે કલેજે પાશપાશ ઓર દીલ ટુકડે ટુકડે હો ગયે. **રાય યે** પાઇ કે ઓરભી અચ્છે અકીદેવાલે સુન્નીયુકો એકઠ્ઠા કરકે ગવરમેન્ટ મે ઇલતીજા કી જાય.

ગવરમેન્ટ કે ઇનસાફસે ઉમેદ હે. કે. યે. કીતાબ. ઓર ઇસકે મુસન્નીફ ઓર છાપને વાલે સબ અપને કીએ કો પહોચેંગે ઉશ વક્ત. લીશાનુત. તરીકત ફખરૂલ ઓલમા હકીમ સૈયદ શાહ મોહમદ ફાખેર સાહબ બે ખુદ મોહમદી અજમલી સજ્જાદાનશીન દાયરે હઝરત શાહ મોહમદ અજમલ મરહુમ ઇલહાબાદને મુનદરજે ઝેલકા રૂકાહ ફારસીમેં મુલ્લાં મશકુરકો લીખા ઓર મેરી મારફત ભેજા મેં રૂક્કા લે ગયા લેકીન જવાબસે મહેરૂમ રહા કીતાબે મસકુર અપ્સી દીલ તોડને વાલી ગાલીયુસે ભરી હે જીસકે તશવ્વુરસે કલેજા કાંપ ઉઠતા ઓર આંખુકે નીચે અંધારા આજાતા હે.

## મુનાઝેરેકે લીએ. જો રૂક્કા લીખા ગયા વો હયે હે.

બ ખીદમત તાહેરે કે તહારત અઇમ માહરા મનુત બ નજાસતે કુલુબેહ મોમેનીન મીઅનકારદ વબ્ઇમાને બેશ તનરા બ તખપીરે ઇશાઅત કુનીનંદગાને ઇસલામ યકીન મી દારદ બસીરેસ્ત કે બ કોશે હરીરી દરદરીયાએ તહારત કાઝુરાત મીઅંદાઝદ.

વ મુલ્લા એસ્ત કે મલએ અવાલીમ રા હમમોદીલહાય મોતકદીને ખુદ ખરાબા મી સાઝદ સેફુદીન કે દીને મતીને સૈયદુલ મુરસલીન રા કતએ ખુરીદમીકુનદ વ હાદીએ કે બીસાને ગુરાબ બ સુએ ઝલાલત રાહનમુદા બેખે દીનો મઝહબ મી કનદ પસ અઝ એહદાએમાં યે નાસીબ તરગીબે ઇલરરગાઇબ. બરગુફતા. વ દુરરે. બીકરે ફીકરે બે દીની સુફતા મીઆયદ કે દોશ દરગોશ દરદાશુંદ કેશાયએ આં બરઅકશે કાપુરઝંગી બ ઝમીને અહમદ આબાદ ઉફતાદા વ દીલરા બ તઝલીયે મોમીના દીલદાદા પસએ લાયસ્ત કે અગર અકાવીલ અબાતીલે શુંમા દરકીતાબે ઝોઓ નુરીલ હકકીલ યુબીત સહી અસ્ત વ મઝહબ વ અકાયદે શુમા હકકે શરીર અસ્ત મા સુન્નીયાં અહમદાબાદેમ કે ફરદા બ રોઝે દો શંબા ૨૪ રબીઉલ આખીર શરીફ સને ૩૭ મુનાઝેરા કરદા શયદ તા. બાદે ઝોહર બ મસજીદે જામએ અહમદ આબાદ દર રદ્દો કદ્દે સુયા તરીકે અલ્લામા તાહેર પટ્ટની રદદ વસ્સલીમો અલાયન ઇતતબા અલહુદા.

ફકીર સૈયદ મોહમદ ફાખેર બેખુદ મોહમદી અજમલી ગુફેરાલહુ સજ્જાદાનશી ન દાયરે હઝરત શાહ મોહમદ અજમલ કસી ઇલહાબાદ તા. ૨૬ જાનેવારી સને ૧૯૧૯. ઇતબાર.

### હાજરીને મોકા કે નામે આલી યે હે.

**મોલવી.**

**સૈયદ. અહમદમીઆં ખાનપુર**
**સૈયદ. હાજીમીઆં „**
**સૈયદ. કાદરમીઆં મીરજાપુર**
**મી. અબદુલલતીફ સફરી શેઠ.**
**મી. મોહમદ ઉસમાન નરમાવાલા.**

મી. અબદુલ્લ રહેમાન નરમાવાલા.
મી. મોહમદ ઉમર નરમાવાલા.
મી. ગુલામમોહમદ કાકીવાલા.
મી. ગુલામ મોહીયુદ્દીન કાપડવાલે.
મી. અબ્દુરરહીમ કંઅકોરીવાલે.
મી. શેખઅહમદ ,,
મી. અબુબકર ,,
મી. અબ્દુર રહેમાનખાં રીસાલદાર.

મોલવી.

દાદામીઆં પેટીવાલે.
મી. અબ્દુર રહેમાન શઇવાલા.
મી. મહેમુદ શેઠ શઈવાલા.
મી. અબ્દુરરહેમાન સાઇવાલા.
મી. ગુલામહુસેન મારફતીઆ.
મી. રસુલમીઆં આખુનજી.
મી. ઇસાખાંન જહાંગીરખાંન નશતર.
શાહ અબ્દુલમજીદ ચીશતી.
મી. અબ્દુરરહેમાન જમાલ.
મી. જાનમોહમદ બીસકુટવાલા.
મી. હુસેનમીઆ ટોપીએ
મી. અબ્દુલામીઆં પનાગર.

## મોલાના ઈસાખાંન જહાંગીરખાંન નશતર.

તા૦ ૨૭-૧-૧૯.

હવે અમો અમારો અભિપ્રાય લખીએ છીએ તે ધ્યાન પુર્વક વાંચવા દરેકે દરેક બિરાદર પોતાની ફરજ સમજશે। વહોરા કોમના ના. મુલ્લાંજી સાહેબ તરફથી ઝો-નુરલ્લ-હકુલ્લ-મુબીન અરબી ભાષામાં છાપવામાં આવેલી ચોપડીને પ્રગટ થએ આસરે બે ત્રણ વરસ થયાં. અને તે બુક દાઉદી વહોરા કોમના ખાસ અરબી ભાષા

જાણુનારા આલમો માટેજ પ્રગટ કરવામાં આવી છે. તે છતાં! કદાપી એકાદ બુક દાઉદી વહોરા કોમના એકાદ માણસ તરફથી બહાર આવી ગઇ અને ઇસ્લામી સુન્નત જમાતના દીલને સદમો પહોંચે એવા શબ્દો તેમાં લખેલા છે એવું તેઓ સમક્ષ કહેવામાં અગર સમજાવવામાં આવે તો તે સાંભળતાંજ તેઓનું ખુન તપી આવે છે. એવા તેઓ ધર્મની માન્યતાના હિમાયતી છે કે એવી માન્યતા રાખતી ભાગ્યેજ બીજી કોમ જોવામાં આવશે. જો વહોરા કોમના ધર્મગુરૂ નામદાર મુલ્લાંજી સાહેબ તરફથી એક બુક એવી પ્રગટ કરવામાં આવે જે સુન્નત જમાતના દીલને સદમો પહોંચાડે એવા શબ્દોથી ભરપુર હોય તે બુક વીશે ચરચા સાંભળી એક પણ સુન્ની ઇસ્લામી ચુપચાપ બેસી રહે એ તો બનવા જેવું નથીજ અને તે સામે પ્રોટેસ્ટ ઉઠાવે તે એક વ્યાજબીજ કહેવાય.

## પણ હમોને અહિ સવાલ કરવો પડે છે કે?

સદરહુ ચોપડીમાં એવી હકીકત છે કે? જે બીના ઉપર સુન્ની ઇસ્લામીઓની ચરચાએ રૂપ લીધું છે?

જો એમ માનવામાં આવે કે સદરહુ ચોપડી ઇસ્લામી પબલીક માટેજ ના. મુલ્લાંજી સાહેબે પ્રગટ કરી છે અને તેમાં સુન્નત જમાતના કલમા અને હઝરત જાફર શીરાઝી (ર) માટે હલકા શબ્દો લખ્યા છે તો જરૂર છે કે દરેક ઇસ્લામી તે વિરૂદ્ધ પ્રોટેસ્ટ ઉઠાવવાને હકદાર છે. પણ? સદરહુ ચોપડી તો ફક્ત દાઉદી વહોરા કોમના પોતાના ખાસ ફીરકા માટે લખવામાં આવી છે અને તે છતાં પણ દરેક દાઉદી વહોરા કોમના માણસ માટે નહિ પણ ખાસ દાઉદી વહોરા કોમના અરબી ભાષા જાણુનાર ઉલમાઓ માટેજ પ્રગટ થએલી છે. છતાં સુન્નત જમાતવાળા ઇસ્લામીઓની બાબત સદરહુ બુકમાં છાપવામાં આવી છે એવી બાબત બહાર આવી અને તેનો તરજુમો મુંબઇ હાઇ કોરટના એક મઓાજજીજ તરજુમાકાર જનાબ ઇસ્માઇલ હાફેજ સાહેબ જેઓ કોકની જમાતના એક સુન્ની ઇસ્લામી અને મુંબઇ જામે મસ્જીદ કમેટીના મેમ્બર છે તેઓએ કર્યો છે. તો મુંબઇની સુન્ની ઇસ્લામી આલમના જાણુમાં આવ્યા

છતાં તેઓએ તે સંબંધી કાંઇ ચરચા વટીક ઉપાડી નહિ તે શું બતાવે છે? એટલુંજ કે કેહવામાં આવે છે તેવું વાંધાભરેલું મજકુર કીતાબમાં હશે નહિ. એ ઉપરથી અમોને તો એમજ જણાય છે કે મુંબઇના ઇસ્લામીઓને ઉભારવા માટે કોઇએ કાંઇ પણ ખટપટ ઉપાડેલી નહિ હોય? એમાં પણ તેઓએ દાનશમંદી વાપરેલી જણાય છે.

મુંબઇ પછી આપણુ જો વિચારીએ તો સુરત કોન્ફરન્સના મેળાવડા વખતે **પોલીટીકલ ભોમીયા** પેપરનો સ્પેશીઅલ અંક જે અંક મુલ્લાંજી સાહેબ વિરૂદ્ધજ પ્રગટ કરવામાં આવ્યો હતો તે અંક તા૦ ૨૩-૧૨-૧૮ના દિવસે વહેંચાયા પછી કોન્ફરન્સની બેઠકોમાં પણ સદરહુ ચોપડી વીશે કાંઇ પણ ચરચા થએલી આપણા સાંભળવામાં કે વાંચવામાં આવી નહિ તેનું શું કારણ હશે? શું! પોલીટીકલ ભોમીયાના સ્પેશીઅલ અંકની એક લીટીની પણ કદર કોન્ફરન્સના કારભારીઓ કરી નહિ શકયા! કદાપી કોન્ફરન્સની બેઠકોમાં નહિ તો તે બેઠકો ખલાસ થયા પછી તો પોલીટીકલ ભોમીયાના સ્પેશીઅલ અંકના મુદાઓ ઉપર ધ્યાન પહોંચાડયું હોત! અને સદરહુ વાંધાભરેલી ચોપડીના લખાણ માટે સુરતના સુન્ની ઇસ્લામીઓએ કાંઇ ચરચા કીધી હોત તો તે પણ મુનાસબ હતું. કોન્ફરન્સમાં સુરત, રાંદેરના ઇસ્લામીઓની હાજરી હતી કે નહિ? જો હતી તો પોલીટીકલ ભોમીયાનો અંક તેઓએ વાંચ્યો હતો કે નહિ? અગર વાંચ્યો હતો તો કોન્ફરન્સમાં તે ચરચા નહિ કરવાનું શું કારણ હતું? કોન્ફરન્સમાં તે ચરચા નહિ ચલાવી તો તે પછી બીજી મીટીંગ ભરી તેમાં તે ચરચા નહિ ચલાવી તેનું શું કારણ હશે તે અમારી સમજમાં ઉતરી શકતું નથી. અહિં વિચાર કરીએ છીએ તો એમજ સાબીત થાય છે કે સુન્નત જમાતના દિલ ઉશકેરવાનો બીડો તે વખતે કોઇએ ઉપાડયો નહિ હશે!

હવે અહિં સાબીત થાય છે કે વહોરા કોમ અને તેમના મુલ્લાંજી સાહેબ તરફ સુન્નત જમાતવાળાઓના દીલમાં તિરસ્કાર ઉત્પન્ન કરાવવાનુ મુલ્લાંજી સાહેબના વિરૂદ્ધ પક્ષકારો તરફનુંજ આ કામ હોય એમાં જરાક શક નથી.

## તેનું કારણ.

સુરત નાનપુરામાં તા૦ ૨૫-૧-૧૯ ના રોજ એક મીટીંગ મુસલમાનોની ભરવામાં આવી, જે મીટીંગનો રીપોર્ટ, પ્રજા મીત્રના તા૦ ૨૭-૧-૧૯ અને પોલીટીકલ ભોમીયા પેપરના તા૦ ૩૧-૧-૧૯ નાં અંકમાં નીચે મુજબ છપાએલો છે:—

**વોહોરાઓના વડા મુલ્લાંજીએ પ્રગટ કરાવેલી ચોપડી. તે સામે વાંધો જાહેર કરવાને સુરતમાં મળેલી સુન્ની મોહમેદનોની સભા. નામદાર ગવરનર પાસે દાદ માગવાનો કરવામાં આવેલો ઠરાવ.**

"સુરત ખાતેથી ગઇ કાલે અમને મળેલા તારના ખાસ સંદેશામાં જણાવવામાં આવે છે કે, ગઇ તા૦ ૨૫ મીની સાંજે અત્રે નાનપુરામાં સુન્ની ઇસ્લામીઓની એક મોટી સંખ્યા સુરતના દાઉદી શીઆ ઇસલામીઆ વોહોરા કોમના વડા મુલ્લાંજી તાહેર સઇફુદીન તરફથી પ્રગટ કરવામાં તથા વહેંચવામાં આવેલી ઝોનુરઅલ હક મોબીન નામની અરેબીક ચોપડીના સંબંધમાં ના. ગવર્નર ઉપર એક અરજી મોકલવા સારૂ ભેગી મળી હતી.

સભાનું કામ મોલુદ શરીફ પઢવા સાથે શરૂ થયું હતું.

નવાબજાદા નસરૂલ્લાખાન અને મી૦ એચ. આર. વારસીને મેળાવડામાં ભાગ લેવાને ખાસ નોતરવામાં આવ્યા હતા.

મી૦ વારસીએ એક ભાષણ કરતાં સઘળું ખુલાસાવાર સમજાવ્યું અને સભાને સલાહ આપી તથા અરજ કરી કે સુલેહશાંતીથી આ બાબતમાં જોઇતું કરવું અને નામદાર સરકાર આગળ દાદ માગવા જવું.

તે પછી નવાબઝાદા નસરૂલ્લાખાને એક ભાષણ કરતાં જણાવ્યું કે આ બાબતમાં કેટલાક મોહોમેદનો કેટલાક દીવસ થયા મારે ઘરે આવતા રહ્યા છે, અને મારો અભીપ્રાય એવો છે કે આ બાબતમાં નામદાર સરકાર આગળ દાદ માગવા જવું, અને તે સંબંધી દરેક હીલચાલ સુલેહભરી અને કાયદાસર રીતે કરવી. નામદાર સરકાર એ બાબતમાં સઘલાઓને સંપુર્ણ સંતોષ મળે તેવી દાદ જરૂર આપશે. નામદાર ગવરનર દીલસોઝ અને ન્યાયી છે અને તે નામદાર જરૂરજ આપણને ન્યાય અપાવશે.

આ પછી બીજા કેટલાક ગ્રહસ્થો બોલ્યા બાદ એવો ઠરાવ કરવામાં આવ્યો હતો કે નામદાર ગવરનરની કાઉન્સીલ ઉપર એક અરજી કલવી."—(પ્રજામિત્ર તા૰ ૨૭–૧–૧૯)

ઉપરનો રીપોર્ટ વાંચવાથી એવો સવાલ ઉત્પન્ન થાય છે કે તા૰ ૨૩–૧૨–૧૮ ના રોજ પોલીટીકલ ભોમીયાના સ્પેશીઅલ અંક વહેંચાયા પછી તેમજ કોન્ફરન્સની બેઠકોના જલસાઓ ખતમ થયા પછી તા૰ ૨૫–૧–૧૯ એટલે એક મહીનો રહી સુરતના ઇસ્લામીઓ નામદાર મુલ્લાંજી સાહેબના તરફથી પ્રગટ થએલી ચોપડીની ચરચા કરવા અને તે સામે યોગ્ય પગલાં ભરવા ભેગા થયા ત્યારે તેઓએ કોન્ફરન્સમાંજ તે બીના કેમ ઉપાડી નહિ. જો તે વખતે ઉપાડી હોત તો બહુજ સારો મોકો હતો. કારણ દુર દુર દેશાવરોના માણસો કોન્ફરન્સમાં ભાગ લેવાને આવ્યા હતા તે બધા આ એક મઝહબી લાગણી ધરાવતી બુકની તરફદારી કરવાને હિંમતવાન થઇ ઐકય થાત. પણ રહી સહી એક મહીના પછી કાગનું વાઘ કરવા બહાર પડયા. આ બાબત શું દેખાડી આપે છે? ફકત એટલુંજ કે વહોરા કોમના નામદાર મુલ્લાંજી સાહેબનો મુકામ અત્રેથી ઉપડી અમદાવાદ ગયો છે એટલે સુરતની મીટીંગનો અહેવાલ સાંભળી અમદાવાદના ભોળા મુસલમાનોને પાકો વિશ્વાસ બેસી જશે અને આપણા કામમાં આપણને ફતેહ મળશે એવું ધારી આ કાર્ય કરનાર મુલ્લાંજી સાહેબના વિરૂધ્ધ પક્ષકારોએ આ બાજી રચી હોય એમાં જરાએ શક જેવું નથી.

**ઉલટી સમઝ કીસીકોભી અયસી ખુદા ન દે,**
**દે આદમીકો મૌત મગર બદ અદા ન દે.**

સુરત પછી અમદાવાદના ઇસ્લામી બિરાદરોમાં પણ મુલ્લાંજીવાલી ચોપડીએ જે ચરચા ઉત્પન્ન કરી તે બીના તા૰ ૨૬ અને ૨૭–૧–૧૯ ના દિવસેજ થવા પામી તેનું શું કારણ હશે? અમદાવાદ ખાતેથી પ્રગટ થતાં **પોલીટીકલ ભોમીયા** પેપરનો ખાસ અંક તા૰ ૨૩–૧૨–૧૮ ના રોજ છપાયો, વહેંચાયો તથા ત્યાર પછી પોલીટીકલ ભોમીયા પેપરમાં પણ તે સંબંધી ચરચાઓ અને લખાણો આવવા માંડયા. તે વાંચ્યા છતાં અમદાવાદના ઇસ્લામીઓએ સદરહુ મુલ્લાંજી સાહેબવાલી ચોપડી વીશે કાંઇ પણ ચરચા ઉપાડી નહિ તેનું શું કારણ હશે?

અમોને અત્રે તઅજ્જુબી સાથે જણાવવું પડે છે કે અમદાવાદમાં તા૦ ૨૨-૧૧-૧૮થી મોલાના મોલવી બ્રહ્મચારીજી સાહેબના આવ્યા પછી એક નહિ પણ અનેક વાએજોના જલસાઓ થયા તે દરમ્યાન તા૦ ૨૪-૧૨-૧૮થી તા૦ ૨૮-૧૨-૧૮ સુધી તો અમદાવાદમાં એવા મોટા પાયા ઉપર વાએજોના જલસાઓ કરવામાં આવ્યા કે અમદાવાદના ઇતિહાસમાં એવા જલસા તો આ પહેલવહેલાજ હતા. કારણ તેમાં ૧૫ થી ૧૬ હજાર ઇસ્લામીઓની હાજરી ઉપરાંત ડઝન ઉપર મોલવી ઉલમાઓ અને અમદાવાદના નામદાર કમીશનર અને કલેકટર સાહેબ ઉપરાંત બીજા શહેરના આગેવાનોની હાજરી હતી. તેવા જલસાઓ પછી ઠેકઠેકાણે અને ચકલે ચકલે વાએજોના જલસાઓ મોલવી બ્રહ્મચારીજી, મોલવી ફાખર સાહેબ વગેરેના થયા. તેવા જલસાઓ પૈકી એકાદ જલસામાં મુલ્લાંજી સાહેબની આ ઝગડાવાલી ચોપડીની ચરચા વટીક કરવામાં કે સાંભળવામાં આવી નહિ. તેનું શું કારણ હશે?

અહિં અમારે અપક્ષપાતપણે જણાવવું પડે છે કે તા૦ ૨૩-૧૨-૧૮ ના રોજ સુરત ખાતે ભરાનારી કોન્ફરન્સનું ધ્યાન ખેંચવા પોલીટીકલ ભોમીયાના માલીકે સ્પેશીયલ અંક પ્રગટ કરી વહેંચવા પોતાની ફરજ અદા કીધી હતી. ત્યારે શું? તેઓની ફરજ અમદાવાદ ખાતે થએલા એક મઝહબી જલસા જે તા૦ ૨૪-૧૨-૧૮ થી ૨૮-૧૨-૧૮ સુધી થયા હતા તે જલસાના ઇસ્લામીઓનું અને ઇસ્લામી આલમો જેઓ દુરદરાજથી આવ્યા હતા તેઓનું આ એક મઝહબી કામ માટે ધ્યાન ખેંચવાનું પો. ભો. ના માલેકને મુનાસબ નહિ જણાયું હોય? શું? તેઓની ફરજ કોન્ફરન્સનેજ જણાવવાની હતી? અને ઇસ્લામી જલસામાં જણાવવાની નહોતી? કદાપી એવા અનુમાન ઉપર આવીએ કે કાગળની તંગાઇ અને મોંઘવારીના લીધે સુરત જેટલાજ અંકો છાપ્યા હતા. અને તે અંકોમાં મુલ્લાંજી સાહેબના મહેમાનોનેજ જણાવવા માટે તે કહાડવામાં આવ્યા હતા. તો શું? પોલીટીકલ ભોમીયાના માલીકની ફરજ નહોતી કે એક હેન્ડબીલદ્વારા મુલ્લાંજી સાહેબની બુક સંબંધી અગર તેમ નહિ તો જબાનથી દરખાસ્ત મુકી આલમોની અને હાજર ઇસ્લામીઓની જાણમાં લાવવા એક મઝહબી ચરચા ઉઠાવવી હતી. તેમાંનું હમારા ભાઇબંધ પોલીટીકલ ભોમીયાના માલીકે

કાંઇપણ કરેલું પબ્લીકમાં આવ્યું નથી. ઉપલી બધી બાબત ધ્યાનમાં લેતાં એમજ જણાય છે કે વહોરા કોમના નામદાર મુલ્લાંજી સાહેબના વિરૂધ્ધ પક્ષકારોએ પોલીટીકલ ભોમીયાના માલીકને પોતાના હથીઆર બનાવી લઇ મુલ્લાંજી સાહેબ વિરૂધ્ધ કોન્ફરન્સના જલસાઓમાં અંક વહેંચાવ્યો હોય એમાં કાંઇ શક જેવું નથી. અગર પોલીટીકલ ભોમીયા પેપરના માલીકે અપક્ષપાતપણે ઇસ્લામી હમદરદીજ જાહેર કરવા અને મુલ્લાંજી સાહેબ તરફથી પ્રગટ થએલી ઝો-તુરૂલ્લ-હકુલ્લ-મુબીન નામની ચોપડી જેમાં સુન્ની જમાતના દીલ દુઃખાવનારા શબ્દો લખાએલા કહેવામાં આવે છે તે ચોપડી સંબંધીજ વાંધો ઉઠાવ્યો હોત તો તેઓની ખાસ ફરજ હતી કે અમદાવાદના વાએજોના આ એક જંગી અને મઓતબર જલસાઓનું ધ્યાન ખેંચવું જોઇતું હતું. પણ તેઓ સાહેબે તે ફરજ અદા કરી નથી.

## અમદાવાદમાં જલસો થવાનું મૂળ કારણ.

અમારા ધારવા પ્રમાણે તો વહોરા કોમના નામદાર મુલ્લાંજી સાહેબનું તા૦ ૨૫-૧-૧૯ના દીવસે અમદાવાદ આવવું એ પ્રસંગ ઉપર અમદાવાદના ભોળા અને શાન્ત મુસલમાનોને ઉશકેરી વહોરા કોમ અને મુલ્લાંજી સાહેબ સાથે સુન્નત જમાતના ઇસ્લામીઓને અથડાવી મારવા અને તેમાં જોઇએ તેટલા પૈસા ખરચ કરી એકદમ અને ઉતાવળો હંગામો થાય એવી કોશીશો કરવી અને તેવી કોશીશો કરવા માટે મુલ્લાંજી સાહેબના વિરૂદ્ધીઓ તરફથી ખાસ માણસો અમદાવાદ આવ્યા હોય અને તેઓએ અમદાવાદના કેટલાક માણસોને પોતાના હથીઆર બનાવી તા૦ ૨૬-૧-૧૯ના રોજ એક મીટીંગ ભરી જે મીટીંગમાં ૨૫-૩૦ માણસોની હાજરી હતી. તેજ મીટીંગમાં મોલાના મોલવી જનાબ ફાખેર સાહેબ પાસે મુલ્લાંજી સાહેબને ચેલેંજનો પત્ર લખવામાં આવ્યો અને તે પત્ર મોલાના ઇસાખાંનના હાથેજ મુલ્લાંજી સાહેબને મોકલાવ્યો જે બીના ઇસાખાંનના હેંડબીલ ઉપરથી સાફ જણાઇ આવે છે. તો અહિં સવાલ ઉભો થાય છે કે આ મીટીંગ અમદાવાદના તમામ ઇસ્લામીઓની હતી, કે ખાસ ચા પાર્ટીની બેઠક હતી? તે વાંચકવર્ગ પોતે વિચારી લેશે કે આ કામ કોઇની પણ આગેવાની વગર અને ખંત વગર થવું મુશ્કેલ છે.

તા૦ ૨૭-૧-૧૯ ના રોજે સવારમાં એક હેંડબીલ અમદાવાદના ઇસ્લામીઓમાં વહેંચવામાં આવ્યો હતો જે આ નીચે અમો રજુ કરીએ છીએ :—

૭૮૬

## ઈસ્તેહાર વાજેબુલ ઈઝહાર.

હઝરત લીસાનુત તરીકતે ફખરૂલ ઉલમા અલ્લામાં હકીમ સૈયદ શાહ મોહંમદ ફાખરસાહેબ એખુદ મહંમદી અજમલી સજ્જાદે નશીન દાયરે કુત્બે અકમલ હઝરત શાહ મોહંમદ અજમલ ( કુ. સ. ) ઇલ્હાબાદ અબ અઝમ સફ્ર ફરમાતે હય કયોંકે સુન્ની મુસલમાનાં એહમદાબાદકા જલસા બઇનાયતે ઇલાહી વ હીમાયતે રીસાલતે પનાહી રૂહોન્નલા હુલફીદા ખ્યાલસે ઝયાદહ ઉમ્દગીકે સાથ અંજામકો પહોંચ ગયા ઓર ઉસ્કે બાદભી એક મહીને તક બરાબર વાએઝકે જલસે હોતે રહે. હઝરત મૌલાના મોસુફને મેરી ગુઝારેશ પર બરોઝ દોશુમ્બા ( પીર-સોમવાર ) બ તારીખ ૨૭ જાન્યુઆરી સ. ૧૯૧૯ મુતાબીક તા. ૨૪ માહે રબીયુસ્સાની ૧૩૩૭ હી. બઆદ નમાઝ ઝોહર જામે મસજીદમેં મીલાદશરીફ પડનેકા ઇકરાર ફરમાલીયા હય. ઇસી જલ્સેમેં એક આરબી ઝરૂરીબાત અર્ઝ કરના હય. એક શખ્સને સુન્ની મુસલમાનાંને દુનીયાકી સખ્ત મઝહબી તોહીન કી હય. લેહાઝા તમામ સુન્ની મુસલમાનને એહમદાબાદસે ઇલ્તેજા હયકે વકત મુકર્ર રાહ પર તશરીફ લાકર દાખેલે હસનાત હો. વસ્સલામ.

અલમુરતહર

**રહેમાનભાઈ જમાલભાઇ,**

**સાકીને-જમાલપુર.**

ઉપરના હેંડબીલ ઉપરથી એમ સાબીત થાય છે કે, આજે જે જલસો જુમા મસજીદમાં છે તે ફકત મોલવી જનાબ મોહોમ્મદ ફાખેર સાહેબની રવાનગીના માટેજ છે. અને તેમાં એક ખાસ વાત એટલી છે કે સુન્નત જમાતના મઝહબની તોહીન એક માણુસે કરી છે તેની નીસબત કાંઇ કહેવામાં આવશે. ફકત એટલુંજ સાબીત થાય છે. આજની જુમા મસજીદમાં આમ મુસલમાનો વહોરા કોમના મુલ્લાંજી

સામે પ્રગટ કરેલી બુક સંબંધી વાદવીવાદ કરવા અગર પ્રોટેસ્ટ ઉઠાડવા માટે મલનાર છે, એમાંનું કાંઇ પણ જણાતું નથી. અથવા એવી એકાદ મીટીંગ મુલ્લાંજી સાહેબ વિરૂદ્ધ પ્રોટેસ્ટ ઉઠાડવા માટે પણ અમદાવાદમાં મળી હોય એવું અમારી જાણમાં નથી. કારણ તે વખતે અમારી પોતાની હાજરી અમદાવાદમાં હતી.

તા૦ ૨૭–૧–૧૯ ના રોજ સવારમાં એવી અફવા સાંભળવામાં આવી કે આજે જુમા મસજીદમાં એક મઓજજીજ વહોરા કુટુંબ મુસલમાન થનાર છે જે કુટુંબ મુસલમાનો માટે લાખો રૂપીઆ ખરચ કરવા તૈયાર છે. એવા એક મઓજજીજ કુટુંબના મુસલમાન થવાના પ્રસંગ ઉપર જુમા મસજીદમાં જવું જોઇએ, એવા વજુદ વગરના નકામાં ગપાટાઓ ઉડાવી અમદાવાદના શાન્ત ઇસ્લામીઓને ઉશ્કેરી મુકવા એજ મુલ્લાંજી સાહેબના વિરૂદ્ધ પક્ષકારો તરફની કોશીશ હોય એમાં જરાએ શક જેવું નથી. જુમા મસજીદમાં મઓજજીજ વહોરા કુટુંબના બદલે એક હિંદુસ્તાની બ્રાહ્મણને રજુ કરવામાં આવ્યો હતો અને તેને નવ મુસલીમ બનાવવામાં આવ્યો, ત્યારે ઇસ્લામીઓ પોતપોતામાં વહોરા કોમના મઓજજીજ કુટુંબ વીશે વાતચીત કરતા અને એક બીજાને પુછતા જણાતા હતા. આ ઉપરથી એમ ખુલ્લું સાબીત થાય છે કે અમદાવાદના ઇસ્લામીઓને પોતાનું કામ કાઢી લેવાને માટે મુલ્લાંજી સાહેબના વિરૂદ્ધ પક્ષકારો તરફથી કામ કરનારાઓ......એ છેતર્યા અને પોતાનું કામ કાઢી લીધું.

નીચલા મુદાઓ અમારા વિચારને મુસ્તકીમ બનાવે છે કે અમદાવાદના ભોળા અને શાન્ત મુસલમાનોને ઉશકેરી મુકી નામદાર મુલ્લાંજી સાહેબની અમદાવાદ ખાતેની હાજરી દરમ્યાન ઉપર ઝગડો પેદા કરવાનો આવેલો મોકો હાથમાંથી નહિ જવા દેવાની મુલ્લાંજીના વિરૂદ્ધ પક્ષકારોની કોશીશો હોય એમ સાબીત થાય છે.

૧. વહોરા કોમના નામદાર મુલ્લાંજી સાહેબની ગાદી સુરત ખાતે છે. અને સુરતના ઇસ્લામી બિરાદરોએ સદરહુ ઝો–નુરૂલ્લ–હકુલ્લ–મુબીન નામની ચોપડી વીશે ચરચા મુંબઇ પોલીસ કોરટના કેસમાં રજુ થયેલી અને તેનો ખુલાસો પેપરદ્વારા વાંચ્યા છતાં તે સંબંધી કાંઇ પણ ચરચા ઉપાડી નહિ તેનું શું કારણ હશે?

૨. સુરત ખાતે ભરાએલી ઓ. ઇ. મો. એ. કોન્ફરન્સના જલસાઓ વખતે **"પોલીટીકલ ભોમીયા"**નો ખાસ અંક, જે અંક ખાસ એ બાબતની ચરચા ઉપાડવા ખાતરજ બહાર પાડવામાં આવ્યો હતો અને સુરત ખાતે છુટે હાથે વહેંચવામાં આવ્યો હતો, તે અંક વાંચ્યા પછી પણ કોન્ફરન્સના કારભારીઓ તથા સુરતના ઇસ્લામીઓએ સદરહુ ચોપડીના વિરૂદ્ધ કાંઇ પણ ચરચા ઉપાડી નહિ તેનું શું કારણુ ?

૩. તા૦ ૨૫-૧-૧૯ના દિવસે નાનપુરાની મીટીંગ વખતે નવાબજાદા નશરૂલ્લાખાન સાહેબ કહે છે કે સદરહુ બુક માટે ઇસ્લામીઓના ટોળેટોળા મારે ત્યાં આવતા હતા. તો અમો પુછીએ છીએ કે ? નવાબજાદા નશરૂલ્લાખાંન સાહેબે કોન્ફરન્સમાં અગર કોન્ફરન્સ પછીજ એ ચરચા કેમ ઉપાડી નહિ તેનું શું કારણ હશે ? શું પોલીટીકલ ભોમીયાનો અંક તેઓએ નહિ વાંચ્યો હોય ?

૪. સુરત ખાતે ભરાએલી કોન્ફરન્સના જલસાઓમાં, સુરત, રાંદેર, ભરૂચ, વડોદરા, અમદાવાદ વગેરે ઠેકાણેથી ઇસ્લામી બિરાદરો આવ્યા હશે અને તેઓએ પોલીટીકલ ભોમીયાનો ખાસ અંક તા૦ ૨૩-૧૨-૧૮ ના દિવસે વાંચ્યો હશે ! તે છતાં તેઓ પૈકી કોઇ પણ ગામવાળાઓએ સદરહુ મુલ્લાંજી સાહેબવાળી ચોપડીની ચરચા તા૦ ૨૫-૧-૧૯ સુધી ઉઠાવી નહિ તેનું શું કારણ હશે ?

૫. વહોરા કોમના મુલ્લાંજી સાહેબનું તા૦ ૨૫-૧-૧૯ના રોજ અમદાવાદ આવવું, અને તેજ દીવસે સુરતમાં નાનપુરામાં મીટીંગનું ભરાવવું, અને તા૦ ૨૬-૧-૧૯ના રોજ અમદાવાદ ટોપીવાળાની પોલમાં એક ટીપારટીની મીટીંગનું થવું, અને મુલ્લાંજી સાહેબને એકદમ કાગલ લખી જુમા મશજીદમાં મુબાહેસામાં બોલાવવું, એ બધી બાબતનું એકદમ અને એકાએક થઇ જવું શું દેખાડે છે ?

૬. **પોલીટીકલ ભોમીયા**ના પેપરના માલીક પોતાના સ્થાનીક ઇસ્લામીઓના જાણમાં લાવવાનું આ એક મઝહબી બાબત સંબંધીનું કામ પોતાની જાણમાં આવ્યા છતાં સુરત ખાતે સ્પેશીઅલ અંક વહેંચી ત્યાં બધાનું ધ્યાન ખેંચ્યું ત્યારે અમદાવાદના ઇસ્લામીઓની મીટીંગ ભરી એ બાબતની ચરચા તા૦ ૨૩–૧૨–૧૮થી તા૦ ૨૬–૧–૧૯ સુધી ઉપાડી નહિ તેનું શું કારણ હશે ?

૭. તા૦ ૨૬–૧–૧૯ ના દીવસે મુલ્લાંજી સાહેબને એક પત્ર લખવામાં આવ્યો હતો. તે બાબતના હેંડબીલ તા૦ ૨૭–૧–૧૯ ના રોજ બપોરની મીટીંગમાં નહિ વહેંચતા સાંજરે આઠ વાગે વહેંચવાનું શું કારણ ?

૮. અમદાવાદના ઇસ્લામીઓ તરફથી કહો કે, ચાપારટીમાં ભેગા મળેલા ૨૫ મોલવીઓ તરફથી કહો, કે જનાબ મોલવી મોહોમદ ફાખેર સાહેબ તરફથી કહો–મુલ્લાંજી સાહેબને ચેલેંજ કરનારો પત્ર કોના તરફનો ગણવો જોઇએ એ સમજાતું નથી. તેનું કારણ હેંડબીલ ઉપરથી મોલવી સાહેબ તરફથી લખવામાં આવ્યાનું સાબીત થાય છે. ત્યારે મોલવી સાહેબને એકદમ આવો કાગલ લખવા કોણે ઉશકેર્યા હશે ?

૯. તા૦ ૨૭–૧–૧૯ ની સાંજરે જે હેંડબીલ અમદાવાદના ઇસ્લામીઓમાં વહેંચવામાં આવ્યું હતું તે હેંડબીલ અમદાવાદના એકાદ મઓજજીજ શેઠ સાહેબના નામથી અગર નીમાએલી કમેટીના મેમ્બરોના નામથી અગર મોલાના મોલવી જનાબ ફાખર સાહેબના નામથી નહિ પ્રગટ કરતાં એક નવજવાન પઠાણ ઇસાખાન જહાંગીરખાંન "નશાતર" ના નામથી પ્રગટ થવાનું શું કારણ ?

૧૦. તા૦ ૨૭–૧–૧૯ ના રોજ અમદાવાદની જુમા મશજીદમાં થએલા વાએજનાં જલસાના ખતમ થયા પછી મુલ્લાંજી સાહેબની બુક બાબત ચરચા ઉપાડવા તેમજ તેમાં આગળ પડતો ભાગ લેવા ઉભા થએલા એક કાઠીઆવાડી ગૃહસ્થ જેનું નામ — — તથા એક હિંદુ ગૃહસ્થ જેનું નામ —

એ બન્ને જણા આ કામમાં એટલો બધો ભાગ કેમ લેતા હતા અને હાજર રહેલાઓમાં પતાસા વહેંચવાનું ચપલાઇનું કામ કરતા હતા તેનું શું કારણ હશે. અને તેઓ અમદાવાદના વતની નહિ હોવા છતાં એટલી ઉલટ કેમ લેતા હતા? શું આજની વાએજ તેઓ તરફની હતી કે કેમ?

૧૧. જુમા મસજીદમાં થએલ વાએજના જલસામાં વહેંચવામાં આવેલા પતાસા જો પ્રજામીત્રના અંકમાં છપાયા પ્રમાણે ૧૬ હજાર ઇસ્લામીઓની ગંજાવર સંખ્યા હોય તો તેઓમાં ચાર ચાર પતાસાજ વહેંચવામાં આવે તો કેટલા મણ પતાસા ખરીદ કીધા હશે? અને તે કોના તરફથી ખરીદ કરવામાં આવ્યાં હતાં? અમદાવાદના આમ મુસલમાનોનો ફાળો કરીને કે? જમાલપુરના રહેનાર રહેમાનભાઇ જમાલભાઇ તરફથી ખરીદવામાં આવ્યા હતા કે? ફકત બે કરંડીયામાંજ પતાસા લાવવામાં આવ્યાં હતાં. અને તેમાંથી પણ પાછા લઇ જવામાં આવ્યાં હતાં ત્યારે આ શું દેખાડે છે તે વાંચક વર્ગ પોતે વીચાર કરશે?

૧૨. **પોલીટીકલ ભોમીયા** તથા **પ્રજામીત્ર**ના તા૦ ૩૧-૧-૧૯ ના અંકમાં જે રીપોર્ટ પ્રગટ થાય છે તે એક બીજાથી મલતા નથી. તેનું શું કારણ હશે? જે વાંચકો માટે આ સાથે બીજી બાજુએ પ્રગટ કરેલા છે.

૧૩. પોલીટીકલ ભોમીયાના માલીક તા૦ ૨૭-૧-૧૯ના દિવસે જુમા મશજીદના જલસામાં હાજર હતા છતાં તેઓએ પોતાના તા૦ ૩૧-૧-૧૯ ના અંકમાં માણુસની સંખ્યાનો આંકડો લખ્યો નથી. શું તેઓને ખરી સંખ્યા લખતાં શરમ લાગી હશે? અથવા અમારી પોતાની હાજરીની કાંઇ અસર તો નહીજ પડવા પામી હોય? કે તેઓએ ખરી સંખ્યા લખવાની પોતાની ફરજ અદા કીધી નથી. જે સંખ્યા ૧૬ હજારની પ્રજા મીત્ર પોતાના તા૦ ૩૧-૧-૧૯ ના અંકમાં જાહેર કરે છે.

૧૪. પ્રજા મીત્રમાં ૧૬ હજારનો ખોટો રીપોર્ટ છપાયો. તેમજ તા૦ ૨-૨-૧૯ ના દિવસે અમદાવાદથી પ્રગટ થતાં પ્રજા બંધુ નામના પેપરમાં અબદુલહુસેન ફીકાભાઇ તથા હમજાભાઇના નામથી એક નોટીશ છાપવામાં આવી જે નીચે મુજબની હતી. તેનો પણ ખુલાસો પોલીટીકલ ભોમીયાના તા૦ ૭-૨-૧૯ ના પેપરમાં કરવાની અમારા પોલીટીકલ ભોમીયાના ભાઇબંધ માલીકે પોતાની ફરજ અદા કરી નથી તેનું શું કારણ ?

# અમદાવાદના શીયા અને સુન્ની ઈસલામી ભાઈઓ.

## એ. "પ્રજાબંધુ"ના અધિપતિ જોગ.

**સાહેબ**–જત નીચેની ખરી બીના દર્શાવી આભારી કરશો.

તા૦ ૨૬ મી જાન્યુઆરી ૧૯૧૯ ના રોજે અમદાવાદમાં સુન્ની ઇસલામી ભાઇઓની, જે સભા મળી હતી તેનો તદ્દન ખોટો અને જુઠો રીપોર્ટ તા૦ ૩૧ મી જાન્યુઆરીના મુંબઇના "પ્રજામિત્ર અને પારસી"માં પ્રગટ થયો છે. સદરહૂ સભામાં ફકત ૨૫૦ થી ૩૦૦ માણસો હાજર હતા અને કાંઇપણ ઠરાવ થયો નથી. સભાની અંદર હાજર રહેલાઓએ અમોને કહેલી વીગત ઉપરથી ઉપરની બાબતની ખાતરી થઇ છે, અને સભા ખલાસ થયા પછી અમો પણ બહાર હાજર હતા અને બહાર નીકળતી વખતે પણ તેટલાજ માણસો ચોકસ માલુમ પડ્યા હતા, અને તેઓના (પ્રજામિત્રના) આંકડા ખરા છે એવું સાબીત કરી આપનારને રૂ. ૫૦૦) અંકે પાંચસોનું ઇનામ આપવા અમો તૈયાર છીએ.

અમારા શીયા દાઉદી વોહરાઓ અને અમદાવાદના એહલે સુન્ની ઇસ્લામી ભાઇઓ વચ્ચે જે સેંકડો વરસનો ભાઇચારો છે તેમાં અમારા વિરૂદ્ધ પક્ષનાઓએ અથડાવી મારવાની નીચ કોશીશ કરી છે. અમો ઉમેદ રાખીએ છીએ કે, અમારા સમજુ સુન્ની ઇસલામી ભાઇઓ સમજદારી રાખીને આવા કંકાસ અને નકામા ફીસાદમાં પડશે નહિ.

તા૦ ૧-૨-૧૯.

**ગુલામહુસેન ફીકાભાઈ**
**હમજાભાઇ ઇસુફઅલી.**

(પોલીટીકલ ભોમીયા–પેપરનો રીપોર્ટ. તા૦ ૩૧–૧–૧૯.)

## વોહરાના ના૦ વડા મુલ્લાંજી સાહેબ અને સુન્ની મુસલમાનો.

## અમદાવાદની જુમા મસજીદમાં મળેલી મીજલસ.

ગઇ તા૦ ૨૭–૧–૧૯ સોમવારના રોજ જહોરની નીમાજ પછી જુમા મસજીદમાં રહેમાનભાઇ જમાલભાઇના આમંત્રણથી ધર્મ સંબંધી વાએજ આપવા માટે એક મીજલસ મળી હતી, જેના વહેંચવામાં આવેલા હેંડબીલની નકલ આ નીચે દાખલ કરવામાં આવી છે. મીજલસમાં સારી સંખ્યાએ હાજરી આપી હતી.

અલાહબાદવાળા મોલાના મોલવી સૈયદ શાહ મોહંમદ ફાખેર સાહેબે વાએઝની શરૂઆત કરતાં ઇસ્લામ ધર્મના પાક ફરમાન ઘણી સરસ રીતે સમજાવ્યા હતા. અને છેવટે જણાવ્યું હતું કે સુરતવાળા વહોરાઓના નામદાર વડા મુલ્લાંજી સાહેબે મુસલમાનોની દીલ દુખાવનારી "જોહુનુરૂલ હકુલ મોબીન" નામની એક કીતાબ અરબી ભાષામાં પ્રગટ કરી છે; કે જેમાં પોતાના દાઉદી વોહરા સિવાયના બીજા શીઆ મજહબી વોહરાઓના ધર્મગુરૂઓની બાબતમાં તેમજ ખાસ કરીને સુન્નત જમાતના મુસલમાનોની ધાર્મિક લાગણી દુખાય તેવું ખરાબ લખાણ કરેલું છે અને તેમાં પણ સુન્ની ધર્મ પાળનારા વહોરાઓ કે જે જાફરી, પટણી અને મોટી જમાત વિગેરે નામોથી આખા હિંદુસ્તાનમાં જે સુન્ની વહોરા નામે મોટી સંખ્યા વસે છે તે બધાઓના વડવાઓ કે જે દાઉદી વહોરાઓના શીઆ સંપ્રદાયમાં કેટલાક સૈકાઓ પહેલા હતા. તેમને સુન્નત જમાતમાં લાવનાર મુળ પુરૂષ તે ના૦ સૈયદ જાફર શીરાજી સાહેબ નામના એક પુજ્ય અને પવિત્ર મહાન બુજુર્ગ હતા. જેમના કીંમતી ઉપદેશથી સુન્નત જમાતમાં જે દાખલ થયા હતા તેમનાજ હાલના આ વારસો છે અને એજ ખ્યાલથી ના૦ સૈયદ જાફર શીરાજી સાહેબના નામ ઉપર ઘણું ખરાબ લખેલું છે. એ કીતાબમાં લખેલા તે ખરાબ શબ્દો મોલવી સાહેબે બોલી બતાવ્યા હતા. આ ના૦ સૈયદ જાફર શીરાજી સાહેબનો મજાર અમદાવાદમાં મોજુદ છે જેમને મુસલમાનો ઘણાજ માન મરતબા સહીત અદબ કરે છે તે ઉપરાંત એ કીતાબમાં હજરત અલી (ક૦) ને પહેલા ખલીફા તરીકે નહિ માનનારા ગુમરાહી ઉપર છે. અને

લાઇલાહા ઇલલલ્લાહ મહંમદુર રસુલ્લીલ્લાહ એ કલમો પઢનારાઓને તેનો કલમો રોજે કયામતને દહાડે તેના મોઢા ઉપર પાછો ફેંકવામાં આવશે, વિગેરે કેટલીક હકીકત મજકુર કીતાબમાં લખેલી છે કે જેથી મુસલમાનોની ધાર્મિક લાગણી દુખાય છે વીગેરે કેટલુંક વિવેચન કીધું હતું. અને નામદાર વડા મુલ્લાંજી સાહેબનો મુકામ અમદાવાદમાંજ હોવાથી તેઓ નામદાર તરફ આજ સંબંધમાં ફારસીમાં મજકુર બાબતને લગતો એક રૂકકો મજકુર મોલવી સાહેબે લખી મોકલાવેલો કહી તેજ રૂકકો પોતે મીજલસમાં વાંચી સંભળાવ્યો હતો. અને તે છપાવી વહેંચવામાં આવ્યાનું જાહેર કર્યું હતું. (વહેંચવામાં આવેલી જાહેર ખબર આ નીચે દાખલ કરવામાં આવી છે.)

મોલાના મોલવી સાહેબે તે પછી હાજર રહેલા ભાઇઓને પૂછ્યું હતું કે, આ કીતાબ પ્રસિદ્ધ થયાથી તમારૂં દીલ દુખાય છે કે? તે ઉપર મત લેતાં એકી હારે બધાએ પોતાનું દીલ દુખાયાનું અને તે કીતાબનો નાશ થયેલો જોવાનું જાહેર કીધું હતું.

વિશેષમાં મોલવી સાહેબે જણાવ્યું કે, એક આમ મીજલસ ભરી કાયદાપૂર્વક આદીલ બ્રીટીશ સરકારને અમદાવાદના આમ ઇસ્લામીઓની સહીથી પ્રોટેસ્ટ ઉઠાવી સુલેહ તથા શાંતિની સાથે નેક ઇનસ માગવો. અને ઉમેદ છે કે હું આજ રાતની ગાડીથી સુરત જાઉં છું અને થોડા વખતમાં પાછો આવીશ તેટલા વખતમાં તમો બધાએ આ મુજબની ગોઠવણ કરી લીધી હશે. તે પછી એક બનારસના બ્રાહ્મણ હિંદુ ગ્રહસ્થ નામે રામ નારાયણ રામદુન દુબે જે અઠાવીશ વરસના જુવાન છે તેમને ઇસલામમાં આવ્યા બદલનો રૂકકો આપવામાં આવ્યો હતો. તે પછી મોલવી સાહેબે અત્રે અમદાવાદ ખાતે પધારેલા મોલવી બ્રહ્મચારીજી સાહેબ કે જેઓ સાહેબ તા૦ ૨-૨-૧૯ ના રોજે આગ્રા જવાના છે તેમને મોટી ધામધુમથી વીદાયગીરીનું માન આપવાના સંબંધમાં ભલામણ કીધી હતી. તે પછી પતાસા વહેંચી મીજલસ બરખાસ્ત કરવામાં આવી હતી.

## પ્રજામિત્ર તા૦ ૩૧-૧-૧૯.

અમદાવાદથી એક ગ્રહસ્થ લખી જણાવે છે કે વહોરા કોમના વડા મુલ્લાંજી સાહેબે ઝો-નુરીલ-હક-કુલ-મોબીન નામની જે ચોપડી બહાર

પાડી તેમાં સુન્ની કોમની લાગણી દુખાય એવું જે લખાણ કર્યું છે તે બાબત સંબંધી વડા મુલ્લાંજી સાહેબ અમદાવાદમાં પધરામણી રાખતા હોવાથી સુન્ની મુસલમાન કોમના તરફ મુલ્લાંજી સાહેબને ફખરૂ ઓલમા હકીમ સઇયદશાહ મોહમદ ફાખેર સાહેબ તરફથી એક કાગલ ફારસી ભાશામાં લખી જુમા મસજીદમાં તા૦ ૨૬ મીએ ઝોહરની નમાઝ પછી મુસલમાન કોમના જુમા મસજીદની જાહેર સભામાં હાજર થવા અને પોતે લખેલાં કેતાબની બાબત પુરવાર કરવા અને વાદવી- વાદ કરવા આમંત્રણ કરવામાં આવ્યું હતું. મુલ્લાંજી સાહેબે મજકુર કાગળનો જવાબ પણ વાળ્યો નહિ અને મીજલસમાં હાજર પણ થયા નહિ. આથી આશરે સોળ હજાર સુન્ની મુસલમાનો મશજીદમાં ભેગા થયા અને મોલવી સાહેબ વગેરે તરફથી ઘણાક ભાષણો થયાં હતાં, જેનો હેવાલ હસ્તપત્રો મારફતે છપાવી તેનો સુન્ની મુસલમાનોમાં છુટથી ફેલાવો કરવામાં આવ્યો હતો. સભાએ નીચલા ગ્રહસ્થો જેમની સહીઓ હસ્તપત્રોમાં દરશાવવામાં આવી હતી તેઓને વડા મુલ્લાંજી સાહેબ સામે નામદાર બ્રીટીશ સરકારમાં અરજી વગેરે કરી દાદ મેળ- વવા ઇલાજો લેવા કમીટીના સભાસદો દાખલ નીમી અમદાવાદના સુની મુસલમાનો તરફથી કુલ સત્તા આપી હતી:—(નામો હેન્ડ બીલમાં છે તેજ પ્રમાણે અહિં પણ હતાં.)

ઉપરના મુદ્દાઓથી અને અમારી તે વખતની અમદાવાદ ખાતેની હાજરી અને ઠેક ઠેકાણેની થતી વાતચીતો અને એક બીજા સાથેની મુલાકાત વખતની વાતચીતમાં મળેલી ખબરો ઉપરથી સાફ અને ખુલ્લી રીતે અમારી ખાત્રી થાય છે કે વહોરા કોમના નામદાર મુલ્લાંજી સાહેબની અમદાવાદ ખાતે થએલી આમદ વખતે સુન્નત જમાતના ઇસ્લામીઓને ઉશ્કેરી મુકી વહોરા કોમ સાથે અથડાવી મારવા મુલ્લાંજી સાહેબના વિરૂદ્ધ પક્ષકારો તરફથીજ આ કાર્ય કરવામાં આવ્યું હોય એમાં જરાએ શક નથી.

સદરહુ ઝો–નુરૂલ્લ–હકુલ્લ–મુબીન ચોપડી મુંબઇ પોલીસ કોરટમાં ચાલતા કેસમાં તોહમતદાર મુલ્લાં રહેમતઅલીએ પોતાના બચાવ તરીકે રજુ કીધી હતી. અને એવું જાહેર કર્યું હતું કે એવા હલકા શબ્દો નામદાર મુલ્લાંજી સાહેબે પોતે લખીને પ્રગટ કર્યા છે. પણ તે સંબંધી

નામદાર કોરટના બાહોશ માજીસ્ત્રેટ રા. બા. ચુનીલાલ સેતલવડ સાહેબ પોતાના ચુકાદામાં ખુલ્લું જાહેર કરે છે કે, "**હું એવા અનુમાન ઉપર આવું છું કે બચાવ પક્ષે વડા મુલ્લાંજી સાહેબ માટે સુન્ની મુસલમાનોમાં મુશકેલી ઉભી કરવા માટે એ ચોપડી રજુ કીધી છે. × × × × એ ચોપડી મુલ્લાંજી સાહેબની સત્તા અને સીલથી પ્રગટ થઇ છે. તે ચોપડી વેચાણ માટે નથી પણ વડા મુલ્લાંજીના સાગરીદાને આપવા માટે છે.**" તોહમતદારને રૂ. ૨૦૦૦) બે હજારનો દંડ અને દંડ નહિ ભરે તો બાર અઠવાડીયાના સખ્ત કેદની સજા ફરમાવી એક વરસના સારી ચાલના જામીન લેવાનો હુકમ ફરમાવ્યો; જે ચુકાદો વાંચી જવા અમો અમારા ઇસ્લામી બિરાદરોને અરજ કરીએ છીએ. જે ચુકાદો વાંચવાથી ખાત્રી થશે કે આ કામ મુલ્લાંજી સાહેબ તથા વહોરા કોમ તરફ સુન્ની ઇસ્લામીઓને ઉશ્કેરવાનોજ તેઓએ આ એક નજીવો રસ્તો લીધો હતો.

દુશ્મન લાખ બુરા ચાહે તો કયા હોતા હય,
વોહી હોતા હય **જો મન્જુરે** ખુદા હોતા હય.

સદરહુ ઝગડાવાલી ચોપડી માટે ઇસ્લામી બિરાદરો સારૂ સૌથી પહેલાં એ રસ્તો હતો કે, સદરહુ ચરચા અમદાવાદમાં ઉભી થઇ એજ વખતે નામદાર મુલ્લાંજી સાહેબ પણ અમદાવાદમાં હતા તો તેવા મોકા ઉપર ઇસ્લામી આગેવાનોનું એક ડેપ્યુટેશન મુલ્લાંજી સાહેબ પાસે, સદરહુ ચોપડી માટે ખુલાસો પુછવા જવું જોઇતું હતું. જો અમારા ધારવા અને વિચાર પ્રમાણે તેમ કરવામાં આવ્યું હોત તો શું ! તઆજજુબ હતું કે મુલ્લાજી સાહેબ તેનો ફેસલો યોગ્ય અને ઇન્સાફની રીતે કરી ઇસ્લામી બિરાદરોની ખાતર તે બુકમાં દીલ દુ:ખાવનારા લખાણો છે કે નહિ તેની સફાઇ પોતાના ચોખા દીલથી કરતે. અને આ ઉપાડેલા નજીવા ઝગડાનો અંજામ શાન્તપણે લાવતે. પણ અફસોસ છે કે અમદાવાદનાં આગળ પડતા ઇસ્લામીઓ તેમજ ઇસ્લામી કોમના એક બાહોશ **જરનાલીસ્ટ** પઠાણ. નુરખાંન અમીરખાંન વકીલ "પોલીટીકલ ભોમીયા"ના માલેકે પણ એવા સીધા રસ્તાને અખત્યાર કર્યો નહિ અથવા તે રસ્તો લેવાની ઇસ્લામીયોને સલાહ પણ આપી નથી.

હકને બક્ષી હય તુમ્હેં ઇનસાંફી સુરત ફીસ લીયે
તુમને ખો દી અય અઝીઝો આમીયત ફીસ લીયે.

કદાપી ડેપ્યુટેશન લઇને મુલ્લાંજી સાહેબ પાસે જવામાં ઇસ્લામી આગેવાનોએ દુરૂસ્ત ધાર્યુ હોત તો અંજામ સુલેહ અને ઇસ્લામી મઝહબના પાક ફરમાન મુજબ રાહેરાસ્ત થઇ પડતે.

પણ જે માણસો ઝગડોજ ઉત્પન્ન કરાવવાના ખાસ ઇરાદાથી આ કામ કરવાને હિમાયતી બન્યા હોય! તેઓ આવો સારો રસ્તો અખ્તીયાર કરવા દે એ કેમ બની શકે?

હવે અમો ઝો–નુરૂલ્લ–હકુલ્લ–મુબીન ચોપડી વીશે પુછીએ છીએ કે તેમાં સુન્ની ઇસ્લામીઓના દીલને સદમો પહોંચે એવી બીના લખવામાં આવી છે એવી હકીકત ઇસ્લામીઓને સમજાવવામાં આવી પણ તઆજજુબની વાત છે કે સદરહુ ચોપડીનો જે ભાગ ઇસ્લામીઓના દીલ દુઃખાવનારો કહેવાતો હતો તે કોઇ પણ મીટીંગમાં વહેંચવામાં આવ્યો નથી. અથવા તો તે ચોપડી મીટીંગમાં વાંચી સંભળાવી તેનો અર્થ કરી દેખાડવામાં પણ આવ્યો નથી. તેનું શું કારણ હશે? તે અમો સમજી શકતા નથી. ફકત જબાનના કહેવાથી અને એકાદ પેપરમાં છપાએલાં એકતરફી લખાણથી પબ્લીકને ઉશ્કેરી દેવું એ એક નાદાન દુશ્મન સીવાય બીજાનું કામ નથી.

## અમો અહિં પુછીએ છીએ કે?

પોલીટીકલ ભોમીયા પેપરમાં છાપેલી હકીકત ઉપરથીજ ઇસ્લામીઓની લાગણી દુઃખાઇ અને મુલ્લાંજી સાહેબની છપાએલી ચોપડી માટે મીટીંગો ભરી પ્રોટેસ્ટ ઉપાડવાનું મુનાસબ ધારવામાં આવ્યું હોય? તો પોલીટીકલ ભોમીયામાં એવા દીલ દુઃખાવનારા શબ્દો લખાએલી એક નહિ પણ અનેક ચોપડીઓ માટે, લખવામાં આવ્યું હતું તેમજ રૂ. ૧૦૦૦૦ દશ હજારના ઇનામની ચેલેંજવાળાં હેન્ડબીલો, જાહેર ખબરો, સીકંદ્રાબાદના રહેનાર અબદુલ્લા અલાઉદ્દીન આહમદી એ. ઇમામ મહેદી જાહેર થયા છે તેને નહિ માનવાથી દુકાળ, બીમારી, મરકી અને બલાઓ નાઝીલ થાય છે, વગેરે કેટલીક તરાહની ચોપડીઓ છાપી છે. તો તે તરફ પ્રોટેસ્ટ ઉઠાવવા ઇસ્લામીઓએ કોઇ પણ વખતે એકાદ મીટીંગ ભરવાની પોતાની ફરજ અદા કીધી હતી કે?

ફક્ત આ મુલ્લાંજી સાહેબનીજ પ્રગટ કરેલી ચોપડી માટે આટલી બધી ઉલટ લેવામાં આવી છે? એનું શું કારણ હશે? આ ઉપરથી એમજ સાબીત થાય છે કે ઇસ્લામીઓને આ કામમાં શરીક કરી તેઓમાં અને વહોરા કોમ અને મુલ્લાંજી સાહેબ તરફ તિરસ્કાર ઉત્પન્ન કરાવવાનો નાદાન દુશ્મનોએ રસ્તો લીધો હોવો જોઇએ.

અમો દીલગીરી સાથે લખીએ છીએ કે ચોપડી **ખરી કે ખોટી** છાપનાર મુલ્લાંજી સાહેબ તથા ઇસ્લામીઓને ઉશ્કેરનાર એક નાદાન દુશ્મન અને પેપરદ્વારા ચરચા ચલાવનાર પેપરના માલેકો એક બાજુએ પોતપોતાના મકાનમાં આરામથી અમન ચમનમાં રહે, ત્યારે ગરીબ મુસલમાનો તથા ગરીબ વહોરાઓ પોતપોતામાં ગાલગલોચ, હાથ મુકી, અને લાકડીઓનો ઉપયોગ કરવામાં મચી જાય જેમાં એકથી અનેક માણસોમાં ફિસાદનો નકામો ઝગડો ઉત્પન થઇ જાય અને તે ઝગડાને શાન્ત કરવા સારૂ નામદાર સરકારને બંદુકનો ઉપયોગ કરવો પડે જેમાં ગરીબોની હલાકી શીવાય બીજું કાંઇ પણ નજરે પડે નહિ! તો ઉપરના નામવરોની કઇ ધારણા પાર પડેલી ગણાય? એ વિચારવા લાએક છે.

દાખલા તરીકે લખવું પડે છે કે કલકત્તાનો હાલનો તાજોજ દાખલો છે કે કલકત્તાથી પ્રગટ થતાં "ડેલી ન્યુઝ" નામના એક પેપરમાં હઝરત રસુલે ખુદા (સ)ની શાન મુબારકમાં બેઅદબીના શબ્દો લખ્યા હતા જે ઉપરથી ઇસ્લામીઓની લાગણી દુઃખાઇ હતી. જે માટે એક ખાસ મીટીંગ ભરી નામદાર સરકારનું ધ્યાન ખેંચી યોગ્ય અને ઇન્સાફ માગવાની રાય પાસ કરવાની કલકતાના ઇસ્લામીઓ પૈકી કેટલાકોએ મીટીંગનો દીવસ નક્કી કર્યો અને તે દીવસે હાજર રહેવા બહાર ગામથી પણ કેટલાક માણસો આવ્યાં. સદરહુ મીટીંગમાં સુલેહનો ભંગ થવાના ખોફથી પોલીશ કમીશનરે મીટીંગ નહિ ભરવાની નોટીશ કહાડી જે ઉપરથી કેટલાક ઇસ્લામીઓ ડેપ્યુટેશનના રૂપમાં નામદાર ગવરનર સાહેબ પાસે પોતાની વફાદારી અને સુલેહ શાન્તીની ખાતરી આપવા ગયા. તેઓને આવતાં વાર થવાથી હાજર રહેલા મુસલમાનોમાં ખળભળાટ પેદા થયો અને તેથી તેઓએ તેમની તપાસ કરવા જવાનો ઇરાદો રાખ્યો. એવામાં એક નકામી તકરારે એવું ગંભીર રૂપ લીધું

કે તે ગંભીરાઇ ને શાન્તી સાથે બંધ કરવા નામદાર સરકારને બંદુકનો ઉપયોગ કરવો પડયો, જેમાં સેંકડો ઇસ્લામીઓ કુરબાન થઇ ગયાં. અહિં જણાવવું પડે છે કે ડેલી ન્યુઝનો લખનાર અને મીટીંગ ભરવાની કોશીશ કરનારા એક બાજુએ રહી ગયા અને વચમાં બીજાઓ મોતને શરણે થઇ ગયા. માટે દરેક કામ કરવા પહેલાં તેના અંજામનો વિચાર કરવો એજ સમજુ અને પેપરવાલા માલીકોની ફરજ છે.

કોઇ ઉનસે પુછે કે અય હોશ વાલો
કીસ ઉમીદપર તુમ ખડે હંસ રહે હો
બુરા વકત બેઠેપે આને કો હય જો
ન છોડેગા સોતુંકો ઓર જાગતોં કો
બચોગે ન તુમ ઓર સાથી તુમારે
અગર નાવ ડુબી તો ડુબોગે સારે.

---

ચોપડીઓમાં આવતા શબ્દો માટેજ આવી મીટીંગો ભરીભરી ઇસ્લામીઓ પ્રોટેસ્ટ ઉઠાવવાનું મુનાસબ ધારી એક બીજા સામે તિરસ્કાર ઉભો કરવાની પોતાની ફરજ સમજતા હોય? તો અમો પુછીએ છીએ કે કેટલીક ચોપડીઓ ઇસ્લામ ધર્મને તરછોડી નાંખનારા શબ્દો તેમજ ઇસ્લામના મહાન ખલીફાઓ ઉપર ટીકા, ઇસ્લામી શહેનશાહતો ઉપર બહોતાનો તથા વલી અલ્લાહની શાનમાં બેઅદબીના શબ્દો એવી એક નહી પણ અનેક ચોપડીઓ જુદી જુદી લીપીમાં પ્રગટ થયલી બજારોમાં વેચાતી મળે છે. અને તેમાંની કેટલીક ચોપડીઓ માટે પોલીટીકલ ભોમીયા પેપરે ટીકાઓ પણ લખી છે. અને ચોપડીઓ ઘણા મુસલમાનોએ વાંચી હશે? અથવા તેની હકીકત સાંભલી હશે તે છતાં-અમદાવાદ, સુરત, ભરૂચ, રાંદેર, વીરમગામ, વડોદરા વગેરે શહેરોના ઇસ્લામીઓએ કોઇપણ વખતે એવી ચોપડીઓ સંબંધી કાંઇપણુ ચર્ચા વટીક ચલાવી નથી. ત્યારે વહોરા કોમના મુલ્લાંજી સાહેબ તરફથી એક ચોપડી પ્રગટ થવા પામી. જે ચોપડી ખાસ દાઉદી વહોરા કોમના અરબી ભાષા જાણુનાર આલીમો માટેજ પ્રગટ કરવામાં આવી છે જે ચોપડી પોતાની કોમના તમામ માણુસો માટે પણ નથી, તો

પબ્લીકના ઇસ્લામીઓ માટે હોયજ કયાંથી? તેમજ પબ્લીકમાં વેચાતી મળતી નથી, તેવી એક ચોપડી દાઉદી વહોરા કોમના એક માણસે પોતાના ઉપર મુકાએલા તોહમતને દુર કરવામાં પુરાવા તરીકે રજુ કીધી હતી તે ચોપડી મુલ્લાંજી સાહેબના વિરૂદ્ધ પક્ષ તરફથી ઇસ્લામીઓમાં એકાદ બહાર આવી ગઇ. તો શું? ઇસ્લામીઓએ સદરહુ ચોપડી માટે એકદમ અને વિચાર વગરનો હંગામો ઉઠાવવો તે શું દેખાડે છે? તે એજ દેખાડે છે કે આ કામ માટે ઇસ્લામીઓને ઉશ્કેરી દેવાનો આ એક અણછાજતો રસ્તો મુલ્લાંજી સાહેબના વિરૂદ્ધ પક્ષકારોએ પૈસા ખરચ કરી ઇસ્લામીઓને વહોરા કોમ સામે અથડાવી મારવા માટેજ લીધો હશે અને લીધો હોય એમાં જરાએ શક જેવું નહિ હોય! કહયું છે કે—

**ભૂલતા હય દીનો દુનિયા ઇસ જહદકે વાસ્તે,**
**કયા નહિ કરતા કોઈ હાસીદ હસદકે વાસ્તે.**

વહોરા કોમના નામદાર મુલ્લાંજી સાહેબ તરફથી પ્રગટ થએલી ચોપડી માટે ઇસ્લામીઓમાં ઉશ્કેરણી પેદા કરવી અને વહોરા કોમ સાથે ઝગડો ઉત્પન્ન કરાવવો એવી મતલબ મુલ્લાંજીના વિરૂદ્ધ પક્ષકારોની હોય? એમાં તો નવાઇ નથી, કારણ દુશ્મન હમેશાં દુશ્મનાઇ કરવામાંજ પોતાની બહાદુરી અને લાગવગ ચલાવે છે. પણ! અમોને અહિં તઆજ્જુબી થાય છે કે? **સદરહુ બાબતમાં પોલીટીકલ ભોમીયા પેપરના માલીકને શું હશે? કે તેઓએ પોતાના પેપરદ્વારા તેમજ સુરત ખાતે ભરાએલી કોન્ફરન્સમાં ખાસ અંક વહેંચી ઇસ્લામીઓમાં મુલ્લાંજી સાહેબ અને વહોરા કોમ તરફ તિરસ્કાર પેદા કરવાની કોશીશ કીધી હતી?**

પેપરના માલીકોની ખાસ ફરજ છે કે ઝગડો ઉત્પન્ન નહિ થાય એવા લખાણો લખવા જોઇએ. અગર ઝગડો ઉત્પન્ન થાય એવો સંભવ હોય તો તેને શાન્ત કરવાના યોગ્ય અને વખતસરના લખાણ લખી અગર વધારાઓ છપાવી વહેંચવા કે ઝગડો ઉત્પન્ન થતાં અટકી પડે. પણ તેમ નહિ કરતાં અમારા માનવંતા પો. ભો.ના માલીકે પોતાની કલમ મુલ્લાંજી સાહેબનાજ વિરૂદ્ધ મુદ્દાઓ અને ઝો-નુરૂલ્લ-હકુલ્લ-મુબીન ચોપડી સંબંધીજ લખાણ લખી કોન્ફરન્સ અને તેમાં

ભાગ લેનારા ઇસ્લામીઓને ઉભારવાની કોશીશો કીધી હતી. કદાપી એ તો ઠીક થયું કે તે અંકમાં લખાએલી એકાદ બાબત ઉપર કોઇએ લક્ષ વટીક આપ્યું નથી કદાપી તેમાં લખાએલી હકીકત ઉપરથી ઇસ્લામીઓ સદરહુ ઝગડાવાળી ચોપડીનો ઝગડો ઉત્પન્ન કરી બેસતા તો એ ઝગડો ઉત્પન્ન કરાવનારા તરીકેનો બોજો કોને માથે આવી પડતે એ સમજવું જોઇએ? એટલા માટે કહ્યું છે કે—

કરો ગેરકી ગર મઝમ્મત તો પહેલે,
ઉઠા આઇના અપની સુરત તો દેખો,
કરો અબ ન તુમ એબ જોઈ કીસીકી,
ઝરા અપની નાગુફ્તા હાલત તો દેખો.

અમોએ આ બધી બાબત એટલાજ માટે લખી છે કે વહોરા કોમ અને સુન્ની બિરાદરોને એક બીજા સામે તિરસ્કાર ઉત્પન્ન થાય અને જેનું પરિણામ નુકશાનકારક નિવડવા પામે એવા નકામા ઝગડાઓ ઉત્પન્ન કરનારા મુલ્લાજી સાહેબના વિરૂદ્ધ પક્ષકારોના થઇ પડેલા હથીઆર રૂપ ભોળા ઇસ્લામી બિરાદરોની આંખો ઉઘડવા પામે! અને તેઓ સમજે કે વહોરા કોમના મુલ્લાંજી સાહેબે જે ચોપડી પ્રગટ કરી છે તેમાં ઝગડો ઉત્પન્ન થાય એવું કાંઇ પણ નથી. અને મુલ્લાંજી સાહેબનો મનસુબો કોઇની પણ લાગણી દુઃખાય એવી નહોતી અને નથી. જો તેઓનો હેતું ઇસ્લામીઓની લાગણી દુઃખાય એવોજ હોત તો તેઓ ઉર્દુમાં, કે ગુજરાતીમાં, ચોપડી પ્રગટ કરી બીજી ચોપડીઓ વેચાતી મળે છે તેમ કરતે. પણ તેમાંનું તેઓએ કાંઇ પણ કર્યું નથી. એ શું દેખાડે છે? એજ કે મુલ્લાંજી સાહેબનો હેતુ લાગણી દુઃખાવવાનોજ નથી. ફકત આ તો તેઓના વિરૂદ્ધીઓએ ઇસ્લામીઓને ઉભારેલા છે. દરેક માણસની ફરજ છે કે, કામ કરતાં પહેલાં તેના અંજામનો વિચાર કરવો જોઇએ.

યું તો સબ કહે તે હએં જગ મે નામ હો,
હર ઘડી લબરેઝ અપના જામ હો.
આહ! પર આતા નહિ કિયું એહ ખિયાલ,
કામ વોહ હો! જીસકા નેક અંજામ હો.

અમો અમારા ઇસ્લામી બિરાદરોને માનપૂર્વક અરજ ગુજારીએ છીએ કે, અમારૂં આ નજીવું લખાણ પુરેપુરૂ વાંચી ગયા પછી અને

બીજે ઠેકાણેથી છપાએલાં લખાણો પણ વાંચ્યા પછી તે બન્નેનો નિરાંતથી વિચાર કરશો તો સાફ જણાઇ આવશે કે, આ ઝગડો ઉત્પન્ન કરવાનું કામ કોઇની પણ હિમાયતી વગર થવું મુશ્કેલ છે. જરૂર આ કામ કરવામાં મુલ્લાંજી સાહેબના વિરૂધ્ધ પક્ષકારોની હિમાયત હોય એમાં જરાકે શક નથી.

અહિં એક બાબત જણાવવી અમોને વાજબી લાગે છે કે, જો મુલ્લાંજી સાહેબે સુન્નત જમાતના દીલ દુઃખે એવા શબ્દો પોતાની પ્રગટ કરેલી ચોપડીમાં છાપ્યા હોય તો? તે બાબત મુંબઇના, ઉર્દુ અખબાર, મુફીદે રોજગાર પેપરમાં એક જાહેર ખબર તા૦ ૧૨–૨–૧૯ ના રોજ પ્રગટ થઇ હતી કે સદરહુ ચોપડીમાં સુન્નત જમાતના દિલ દુઃખે એવા લખાણ છપાએલા છે એવું સાબીત કરી આપનારને રૂ. ૫૦૦) પાનસો ઇનામ તરીકે આપવામાં આવશે. એવું અલાબક્ષ એન્ડ કુંપનીનું જાહેરનામું પ્રગટ થએલું હતું જેને વાંચ્યા પછી પણ અમદાવાદ, સુરત, રાંદેર, ભરૂચ, વીરમગામ અને વડોદરાના ઇસ્લામીઓ જે ઇસ્લામીઓ તરફથી મુલ્લાંજી સાહેબની પ્રગટ થએલી બુક સંબંધી મીટીંગો ભરવામાં આવી હતી તે ઇસ્લામી બિરાદરોએ કેમ સાબીતી કરવાની પેરવી કરી નથી અને ઇનામ મેળવવાની હિમત દેખાડી નથી એ શું બતાવે છે?

આ બાબત ઉપરથી સાબીત થાય છે કે સદરહુ ચોપડીમાં એવું કાંઇ હશે નહિ. આ ઉપરથી એમ જણાય છે કે ફકત વહોરા કોમ સાથે ઇસ્લામીઓને અથડાવી મારવા માટેજ આ એક **કાગનો વાઘ** કરવા મુલ્લાંજીના વિરૂદ્ધ પક્ષવાળાએ રસ્તો લીધો હોય એમાં જરાએ શક નથી.

અમો અત્રે મુલ્લાંજી સાહેબના વિરૂદ્ધ પક્ષકારોને બે બોલ કહેવા મુનાસબ ધારીએ છીએ કે.—

અરે દોસ્ત મુઝે હેરત હય ભારી,
સમઝ કીસ ભૂતને ફેરી તુમ્હારી.
ખુદારા બાત માનો ગર હમારી,
હુએ કયું અક્કલસે તુમ અપનીઆરી.
જરા સમઝો હમારી બાત માનો?
હો ફીર આગે કો તુમ મુખ્તાર જાનો?

તમો પણ દાઉદી વહોરા કોમનાજ માનનારા છો, અને તમો તથા તમારા બુઝરૂગો એજ મુલ્લાંજીના બુઝરૂગોને પોતાના આકા તરીકે માનતા આવ્યા છો અને હાલ સુધી પણ માનતા રહ્યા છો. દાઉદી વહોરા જમાતના હિંદ અને બહારના બધી વહોરા કોમ સરૂહ નામદાર મુલ્લાંજી સાહેબને પોતાના દાઇ અને રહેબર તરીકે માને છે. તો તેઓ તરફ તમારાઓ પૈકી કોઇના હાથે તેઓને સદમો પહોંચાડવા અગર તેઓની બદનામી કરવામાં પોતાનીજ કોમમાં ઝગડો ઉત્પન્ન કરવા, ફીસાદો જગાડવા વગેરે ફસાદો તરફ ખુદાવંદ કરીમે આપેલા અક્કલરૂપી ખજાનાને ખરચ કરી તે તરફ તન, મન અને ધનથી કોશીશો કરવામાં શું લાભ મળશે? કાંઇ નહિ, ફકત બદનામી શીવાય અને રૂસવાય શીવાય એમાંનું કાંઇપણ નથી. માટે આપણા આકા સામે, કોમ સામે જે માણસ નમીને ચાલે છે તેજ માણસ ખુદાની મહોબ્બત મેળવવાને ભાગ્યશાળી નિવડે છે. આ કહેવત તો તમોને યાદ હશે? "**આવાઝે ખલ્ક નક્કારે ખુદા સમજો**" એટલે કોમનો અવાજ (દુનિયાનો) ખુદાનો નગારો છે—માટે બુરાઇઓથી બાઝ આવવામાંજ ડહાપણ સમાએલું છે. વહોરા કોમ સાથનો સંબંધ હમેશને માટે તોડી નાંખી તેના કારોબારને રૂશવાઇમાં નાંખતા પહેલાં એ વિચારવું મુનાસબ છે કે આપણ પણ તેમાંજ ગુથાએલા છીએ. જ્યારે તેમાંથી નિકળી છુટા પડી, સુન્નત જમાતમાં અગર બીજી જમાતમાં દાખલ થઇએ ત્યારેજ એબ જોઇ કરવામાં બાહોશી જણાય. એકજ ધરમાંરહી ધરવાળા સાથે અદાવત રાખવી તે કેટલા દીવસને માટે! એ વિચારશો???

---

રહેગે યુંહી ફારેગુલ બાલ કબલક, ન બદલોગે યેહ ચાલ ઓર ઢાળ કબતક.
રહેગી નઇ પોદ પામાલ કબતક, ન છોડેગે તુમ ભેડીયા ચાલ કબતક.

બસ અગલે ફસાને ફરામોશ કરદો.
તઆસ્સુબકે શોઅલેકો ખામોશ કરદો.

---

લી. **ઈસલામનો ખાદીમ.**

એડીટર, ઇસ્લામ.

---

હક યેહ હયકે! હક ગો હય બડા આઇના
ખુદબી કોભી કહેતા હય સફા આઇના
કયા બાત સફાઇકી સફા કહેનેસે
હર એકકા મહેબુબ હુવા આઇના.